સુરતના વતની

હીલાભાઇ દુર્લભરામ દલાલ તરફથી

ભેટ. તા. ૭-૧૧-૧૭.

# હિતવચનમાળા

પ્રકાશક

છગનલાલ ઠાકોરદાસ મોદી, બી. એ.

સુરત.

નવીન આવૃત્તિ ત્રીજી.

સંવત ૧૯૭૩ સને ૧૯૧૭

સુરતના વતની

રા. રા. કીલાભાઇ દુર્લભરામ દલાલ તરફથી

ભેટ. તા. ૭-૧૧-૧૭.

---

# હિતવચનમાળા

પ્રકાશક

છગનલાલ ઠાકોરદાસ મોદી, બી. એ.

સુરત.

નવીન આવૃત્તિ ત્રીજી.

સંવત ૧૯૭૪ સને ૧૯૧૭

છપાવી પ્રસિદ્ધ કર્તા
**છગનલાલ ઠાકોરદાસ મોદી,** બી. એ.
ઠે. બાલાજી રોડ—સુરત.

**સુરત** ચૌટાના પુલ ઉપર " **સુરત સીટી** "
પ્રિન્ટીંગ પ્રેસમાં **ઠાકોરદાસ માનસિંહે** છાપી.

**આવા** નાનકડા પુસ્તકને પ્રસ્તાવનાની જરૂર નથી. નાનાં મોટાં સઘળાં એક સરખી રીતે લાભ લઇ શકે તેટલોજ હેતુ **હિતવચનમાળા** જેવાં સસ્તાં પુસ્તકો બહાર પાડવામાં રાખેલો છે એટલુંજ જણાવવું બસ છે.

# અનુક્રમણિકા

# હિતવચનમાળા

## ૧. નિત્યકર્મ સંબંધી.

૧. સવારના પોહોરમાં પાંચ વાગતે ઉઠવાની તથા પોતાના ધર્મ પ્રમાણે ઇશ્વરની પ્રાર્થના કરવાની ટેવ રાખવી.

૨. સવારમાં જરૂરના કામથી ફારક થઇ આજે શું કરવાનું છે તેનું આગલી રાત્રે કરી રાખેલું ટિપ્પણ વાંચી જોઇ તે પ્રમાણે કામ કરવા મંડવું.

૩. હરરોજ કંઇ પણ નવું શિખ્યા વગર દહાડો જવા દેવો નહીં.

૪. દહાડે ઉંઘવું નહીં, કંઈ ને કંઇ પણ ઉદ્યોગ કરવો.

૫. હર વખતે જે કરવું તે સમજી વિચારીને કરવું.

૬. જેની આપણને હરરોજ જરૂર પડતી

હોય તેવી સઘળી બાબતો સંબંધી કંઇ પણ નિયમ કરી રાખવો.

૭. કંઇ નવી બાબત સાંભળવામાં કે જોવામાં આવે, અથવા તેવીનો વિચાર આવે તો તેનું ટિપ્પણ કરી રાખવું.

૮. દરેક કામ નિમેલે વખતે કરવાની સાવચેતી રાખવી ને તે કરવામાં ઝડપ તથા ચપળતા રાખવી.

૯. સંકેત પ્રમાણે–નિમેલે વખતે સઘળાં કામ થયાં કે નહીં એનો વિચાર રાત્રે સૂતા પહેલાં કરવો.

૧૦. બીજે દહાડે કરવાના કામનું ટિપ્પણ કીધા પછીજ ઉંઘવાનો રિવાજ રાખવો.

---

## ૨. દાન કરવા સંબંધી.

૧. દાન આપવું તો ખરા સુશિલ કુટું-બપર પ્યાર રાખનાર અને નિર્ધનનેજ આપવું.

૨. આંધળાં લુલાંને દાન આપવામાં આવે તો રાંધેલા અનાજ અથવા વસ્ત્રનું આપવું.

૩. ધર્માદામાં વાપરવામાં કાઢેલા પૈસા જેમ બને તેમ જલદીથી તેમાં વાપરી દેવા.

## ૩. સહવાસ સંબંધી.

૧. વિદ્વાન અને સદાચારી પુરૂષોનો સહવાસ રાખવો.

૨. કોઇપણ માણસનો સ્વભાવ બરોબર જાણ્યા વગર તેની સાથે વિશેષ સહવાસ રાખવો નહીં.

૩. સ્વભાવમાં આપણા કરતાં નીચ હોય એવા માણસનો સહવાસ રાખવો નહીં.

## ૪. અભ્યાસ તથા ટેવ સંબંધી.

૧. પોતાની પ્રકૃતિ તપાસીને રોજ ટાઢે પાણીએ સવારના પહોરમાં ન્હાવાનો અભ્યાસ રાખવો.

૨. મહાવરાથી સઘળી બાબત સહેલી કરી નાખવાનો યત્ન કરવો.

૩ શિખેલી વિદ્યા ફરી ફરીને યાદ કરી જવી

૪. આપણને પસંદ પડે એવો કોઇપણ ગ્રંથ જોવામાં આવે અથવા તેનું નામ સાંભળવામાં આવે તો તે વાંચ્યા વગર રહેવું નહીં.

૫. જે કંઇ વાંચવું તે એવી રીતે કે ગ્રંથમાં લખેલા મુખ્ય મુદ્દા લક્ષમાં રહે.

૬. ગુરુ પાસે અથવા બીજા કોઇ પાસે એકાદ વિષય સમજવા માંડયો હોય તો તે ગુસ્સે થશે એવા વિચારથી સમજાયો ન હોય તોપણ સમજાયો એવું કહેવું નહીં.

૭. ગ્રંથ વાંચવો તે ઉપયોગી વિષયોનો હોય તેજ વાંચવો.

૮. દશ પાનાં ઉપરચોટીઆં વાંચવાના કરતાં એકજ બરાબર વાંચવું એ વધારે સારૂં છે.

૯. નકામાં ગપ્પાં મારવામાં અથવા નિરર્થક વિષયનો વાદ કરવામાં વખત ગુમાવવો નહીં.

૧૦. કોઇ પણ વિષયની માહિતી મેળવવાની આપણને જરૂર પડે તો જે માણસ તે બાબતમાં પૂરી વાકેફગારી ધરાવતો હોય તેની પાસેથી મેળવવાની ટેવ રાખવી.

---

## ૫. આરોગ્ય સંબંધી.

૧. તબીએત બગડે ત્યારે જરૂર ી કરી પાળ્યા વગર રહેવું નહીં.

૨. કરી ન પાળવાથી દેખીતો ગુણ થાય તોપણ તેના કરતાં કરી પાળવાથી અવગુણ થાય તે વધારે સારૂં સમજવું.

૩. શરીરને જોઇએ તેટલી કસરત આપવાનો રોજ મહાવરો રાખવો.

૪. એકજ દિવસમાં હદ્દ કરતાં જ્યાદે કસરત કરવી નહીં.

૫. શરીરમાં કોઇ પણ પ્રકારનો વિકાર થયેલો લાગે તો તેને માટે બેદરકાર રહેવું નહીં.

૬. માંદગીમાં ઓષડ લેવું તે સારા માહિતગાર વૈદ્ય કે ડાકટર શિવાય કોઇનું લેવું નહીં.

૭. રાત્રે દશ વાગતા પછી બનતા સૂધી જાગરણ કરવું નહીં.

૮. દરેક બાબતમાં સુઘડતાઇ રાખવી.

૯. શરીર ઉપરનાં વસ્ત્ર સ્વચ્છ રાખવાં.

૧૦. ખુલ્લી હવામાં ફરવાનો મહાવરો રાખવો.

---

## ૬. ભોજન સંબંધી.

૧. ખાસ કારણ વગર જમવાનો વખત પણ ચુકવો નહીં.

૨. થોડીક પણ ભૂખ રહે એવી રીતે જમવું.

૩. અયોગ્ય રીતે ભૂખ કે તરસ મારવી નહીં.

૪. જમવાની વસ્તુઓમાં શક્તિ પ્રમાણે ફેરફાર કરવો.

૫. કાચી ભૂખે ખાવું નહીં.

૬. તરસ ન છતાં પાણી પીવું નહીં.

૭. ખાવાના પદાર્થ બનતાં સુધી તાજા ને નિરોગી હોવા જોઇએ.

૮. જમવામાં કોઈને આગ્રહ કરી વધારે ખવડાવવું નહીં.

૯. પદાર્થ મીઠો ને સ્વાદિષ્ટ લાગે તો પણ વધારે ખાવો નહીં.

૧૦. ખાવાના પદાર્થ બરોબર ચાવી શકાય, તેવી રીતે ધીમે ધીમે ખાવાની ટેવ રાખવી.

---

## ૭. વ્યવહારિક કૃત્યો સંબંધી.

૧ આપણા ધર્મ પ્રમાણે ઇશ્વરની પ્રાર્થના કરી દરેક કામનો આરંભ કરવો.

૨. આપણે જે કામ કરવાનું હોય તે પાર પડયા વગર તે સંબંધી બીજા કોઇને કહેવું નહીં.

૩. અગત્યનું કામ હોય તે આપણે પોતે કરવું.

૪. બીજાન ભરોસે કોઇપણ કામનો આરંભ કરવો નહીં કે તે હાથમાં લેવું નહીં.

૫. કંઇ પણ સારૂં કામ કરવાનો મનમાં વિચાર આવ્યો તો તેને માટે વિલંબ કરવો નહીં.

૬. નઠારૂં કામ કરવુંજ નહીં, પરંતુ તેવું કરવાનો પ્રસંગજ આવી પડયો હોય તો તેમાં બને તેટલી ઢીલ કરવી.

૭. આપણા મનથી સારૂં લાગે તેવું કૃત્ય જો આપણે કર્યું હોય તો તે સુજ્ઞ પુરૂષોને બતાવ્યા વગર ને તે બાબતમાં તેમનો અભિપ્રાય મેળવ્યા વગર રહેવું નહીં.

૮. એકાદ સાર્વજનિક મહત્વનું કામ હોય તો સુજ્ઞ પુરૂષની મદદથી તે પાર પાડવું.

૯. આપણે જે કૃત્ય કરવું તેમાં આપણું અને લોકનું હિત સમાયલું હોવું જોઇએ.

૧૦. આપણે માથે લીધેલું કામ બેદરકારીથી કરવું નહીં.

૧૧. હમ્મેશાં કંઈ ને કંઇ પણ ઉદ્યોગ કર્યા કરવો.

૧૨. આપણે હાથે પાર પડે તેવુંજ કામ હાથમાં લઇ તેનો આરંભ કરવો.

૧૩. આરંભેલું કામ અર્ધું કર્યા પછી વગર કારણે છોડી દઇ બીજું હાથમાં લેવું નહીં.

૧૪. એકદમ બે ચાર કામ જોડે કરવાની જરૂર પડે તો તેમાંથી વિશેષ મહત્વનું હોય તેજ પહેલું કરવું ને બીજાઓ માટે થોડો થોડો વખત રાખવો.

૧૫. સાહસનું કામ હોય તેનો એકલાએ આરંભ કરવો નહીં.

૧૬. લોકનું જોઇ દેખાદેખાથી આપણી શક્તિ ઉપરાંત કાંઈ કામ કરવું નહીં.

૧૭. સઘળાં કામમાં બને તેટલું સ્વતંત્રતાનું રક્ષણ કરવું.

૧૮. કોઈ પણ કામમાં સલાહ લેવાની

જરૂર પડે તો ખરા જીવજાન અને વિચારવાન મિત્રની સલાહ લેવી.

૧૯. કંઇ છાનું કામ હોય તો તેમાં આપણા હાથ દસ્કત કદી પણ આપવા નહીં ને તેવો પ્રસંગ આવે તો ઘણો વિચાર કરી અંદર ગુંથાવું.

૨૦. શ્રીમંત અથવા મોટા અધિકારીની કામ પ્રસંગે મુલાકાતની જરૂર પડે તો તેમને એકાંતમાં મળવું અથવા આપણને મદદ કરનાર માણસ હાજર હોય તે વેળાએ મળવું.

૨૧. કોઇપણ માણસ સારૂં સાર્વજનિક કામ કરતો હોય તો તેને મદદ કરવી.

૨૨. કોઇએ કંઇ સારૂં કામ કર્યું તો તેનાથી વધારે સારૂં કરવાનું અભિમાન રાખવું; પરંતુ તે માણસને હલકો પાડી દેવો નહીં ને તેની ઈર્ષા કરવી નહીં.

૨૩. જ્યાં ઘણા માલિક હોય ત્યાં આપણે માથે લઈ કંઈ પણ જોખમનું કામ કરવું નહીં.

૨૪. શાસ્ત્રને આધારે જોતાં એકાદ કામ સારૂં ને યોગ્ય હોય, પણ જો તે સદાચારથી અને લોકવ્યવહારથી વિરૂદ્ધ હોય તો તે કરવું નહીં.

૨૫. ધણીનો વહાલો હોય એવા માણસે પણ ઘણા સાથે વિરોધ થાય એવું કૃત્ય કરવું નહીં.

## ૮. જાતવર્તણુક સંબંધી.

૧. કોઇપણ કાગળપર સહી કરવી તો તે કાગળમાં શું લખ્યું છે તે બરોબર જાણ્યા વગર કરવી નહીં.

૨. યત્ન કર્યા વગર નસીબનો વાંક કાઢવો નહીં.

૩. સારાંજ કામ કરવાની ઇચ્છા રાખવી.

૪. દુર્વ્યસનથી નાસતા ફરવું.

૫. વિદ્યા મેળવી લીધી અને પરોપકાર કરી રહ્યા એવો કદી સંતોષ માનવો નહીં.

૬. સારાં કામ કરનારની સ્તુતિ વારંવાર કરવી; એથી કરીને એવાં કામ કરનારની સંખ્યા વધે છે.

૭. ખાસ મહત્વનાં કારણ વગર ચાકર, કારકુન વગેરે જુના નોકર હોય તેને કાઢી નવા રાખવા નહીં.

૮. કોઇની લઢાઇ ભાંગવાની હોય તો તેમાં વકીલની સલાહ લેવી નહીં.

૯. પોતાનું ભલું ઇચ્છનાર માણસે અયોગ્ય કામ આદરવું નહીં, સ્વજન સાથે વિરોધ કરવો નહીં, અને આપણાથી બળવાન હોય તેની સાથે બાથ ભિડવી નહીં.

૧૦. આપણી બેવકુફીથી આપણને થયેલું નુકસાન લોકોને જણાવવું નહીં.

૧૧. આપણી પાસે અધિકાર હોય તે વેળાએ લોકોની સાથે એવી રીતે વર્તવું કે અધિકાર ગયા પછી પણ લોકો આપણને માન આપે.

૧૨. કોઇપણ કામમાં આપણું નામ ગુપ્ત રહે—બહાર ન પડે તેવું કરવું.

૧૩. ધનને લીધે લોક આપણને વશ થાય

તેવા યત્ન કરવા; કહેવત છે કે 'થેલીકા મ્હોં ખુલ્લા તો રાજ કરે ગુલ્લા;' તેમજ 'દામ કરે કામ.'

૧૪. ભારે નફાનું કામ હાથમાં આવ્યા વગર તેની આશાએ થોડા નફાનું કામ છોડી દેવું નહીં.

૧૫. આપણાં બાળકોને વિદ્યા શિખવવી તે પરંપરાથી ચાલેલા રિવાજ મુજબ ન શિખવતાં, કાળ અને સ્થિતિને માન આપી બાળકની બુદ્ધિ કેવી ને કેટલી છે તે બરોબર તપાસીને શીખવવી.

૧૬. દુષ્ટ પરિણામ થાય તેવો સંભવ ન હોય એવા કામમાં પોતાની આના મનનુ સમાધાન કરવાનો રિવાજ રાખવો.

૧૭. અજાણ્યા માણસે આપેલી બીડી જોયા વગર એમને એમ ખાવી નહીં.

૧૮. માબાપની સેવા કરવામાં કદી ચુકવું નહીં.

૧૯. કજીઆ કંકાસ ન થાય તેવી રીતે આપણા ભાઇભાંડુ સાથે વર્તવું.

૨૦. ગરીબ સ્થિતિમાંથી ઘણી સારી સ્થિતિએ પહોંચ્યા હોઇએ તો પહેલાંની સ્થિતિનો વખત વિસરી જવો નહીં.

૨૧. બનતા સુધી ભીંતની પાસે સૂવું નહીં.

૨૨. આપણાપર કોઇએ ઉપકાર કીધો હોય તો તે કદીપણ ભૂલી જવો નહીં.

૨૩. ખરૂં માન ને ખરી પ્રીતિ એ ધન-વાન કરતાં વિદ્વાન માટે વધારે રાખવાં.

૨૪. સારો સ્વાદિષ્ટ પદાર્થ એકલાએ ખાવો નહીં.

૨૫. સઘળાં ઉંઘી ગયા હોય તો ખાસ કારણ વગર એકલાએ જાગવું નહીં.

૨૬. જે બાબતનો બોધ આપણે બીજાને આપતા હોઇએ તે પ્રમાણે પહેલાં આપણે ચાલવું જોઇએ,-કહેણી તેવી રહેણી રાખવી જોઇએ.

૨૭. કોઇપણ પ્રાણી દુઃખમાં કે સંકટમાં આવી પડ્યું હોય તો આપણાથી બને તેટલી

તનની ને ધનની-જાનની તથા પૈસાની મદદ કરી તેને તેમાંથી છુટો કરવાની ટેવ રાખવી.

૨૮. છોકરાનાં શરીર ઉપર હમ્મેશાં માટે ઘરેણાં રાખવાં નહીં.

૨૯. બે જણ એકાંતમાં વાત કરતા હોય તો ત્યાં જવું નહીં.

૩૦. દરેક વાતમાંથી સરો બોધ લેવો; કોઇના ગુણ ગ્રહણ કરવા, પણ દોષ તરફ લક્ષ આપવું નહીં.

૩૧. અણસમજુ માણસે કરેલી સ્તુતિ કરતાં સમજુએ કરેલી નિંદા સારી ગણવી.

૩૨. પ્રસંગ વગર સારી વાત હોય તે પણ મ્હોં બહાર કાઢવી નહીં.

૩૩. પક્ષકાર થઇને સરકાર દરબારે ચઢવાનો પ્રસંગ જેમ બને તેમ દૂર કરવો.

૩૪. આપણી સ્ત્રી, પુત્ર, મિત્ર, વડિલ વગેરેનું આચરણ નઠારૂં માલમ પડે તો તે ઉઘાડું પાડવું નહીં.

૩૫. આપણી સ્ત્રી, પુત્ર, મિત્ર, વાડલને તેમનાં નઠારાં આચરણમાંથી મુક્ત થવાને બોધ કરવો તો એકાંતમાં કરવો.

૩૬. મધુર ભાષણથી પશુ પક્ષીને પણ આપણે વશ કરી લેવાં.

૩૭. જે વાત સુધરી શકે તેવી ન હોય તે સંબંધી કદી પણ વાદ કરવો નહીં.

૩૮. થોડો ફાયદો મેળવતાં ભારે નુકસાન ન થાય તેની કાળજી રાખવી.

૩૯. નદી, શિંગડાં તથા નખવાળાં પ્રાણી, અને હાથમાં શસ્ત્ર હોય તેવો મનુષ્ય, એમનો કદી વિશ્વાસ કરવો નહીં.

૪૦. રાત્રે હાથમાં લાકડી તથા ફાનસ લીધા વગર ખુલ્લા મેદાનમાં જવું નહીં.

૪૧. જે બાબતમાં આપણાથી કોઈ પણ પ્રકારે મદદ થઈ શકે તેવું ન હોય, તે વિષે ચિંતા કર્યા કરવી નહીં.

૪૨. અગ્નિ, શત્રુ અને ઘાત કરનારાં પ્રણીને નાનાં ગણી તેમની અવગણના કરવી નહી

૪૩. ગમે તે માણસ આપણું ખરૂં દૂષણ બતાવે તો તેના ઉપર ગુસ્સે ન થતાં તે દૂષણ કાઢી નાખવાનો યત્ન કરવો.

૪૪. સંકટ આવી પડે ત્યારે નકામી ચિંતા ન કર્યા કરતાં તેમાંથી શી રીતે છુટ થવું તેનો વિચાર કરવો ને તે માટે પ્રયત્ન કરવો

૪૫. આપણા વેપારની સ્થિતિ, પુસ્તકો અને અગત્યની ચીજો આપણે જાતે વારંવાર તપાસવાં.

૪૬. આપત્તિના વખતમાં કારણ વગર ઘરડાંવરડાંનાં વખાણ કદી પણ કરવાં નહીં.

૪૭. કોઈ જગ્યાએ બેસવાની જરૂર પડે તો લોકને શંકા જાય (દારૂની દુકાન કે જુગાર રમાતો હોય) તેવી જગ્યાએ કદી પણ બેસવું નહીં.

૪૮. કંઈ લાભ થાય તો તેથી થતો હર્ષ મનમાં રાખવો, ને કંઇ હાનિ થાય તો તેથ

તી દિલગીરી બને તેટલી ગુપ્ત રાખવી.

૪૯. જેનું પરિણામ નઠારૂં થવાનો સંભવ હોય તેવો વિનોદ—તેવી ગમ્મત કદી કરવી નહીં.

૫૦. આપણે જાણતા ન હોઈએ એવી વાત સંબંધી કંઈ બોલવું નહીં, અને કોઈને સલાહ પણ આપવી નહીં.

૫૧. જે કંઈ લખવામાં આવે તે સામાને સમજ પડે તેવી રીતે લખવું.

૫૨. સામા માણસની છાની વાત હોય તે કદી પણ કારણ શિવાય તેને પૂછવી નહીં

૫૩. પારકા માણસની છાની વાત આપણ જાણવામાં આવે તો તે કદી બહાર પાડવી નહીં.

૫૪. અવિચારી માણસની નોકરી કરવી નહીં, ને તેની પાસે રહેવું નહીં.

૫૫. પોતાનાં વખાણ પોતે જાતે કદી કરવાં નહીં.

## ૯. પુત્ર અને શિષ્ય પ્રત્યે વર્તણુક સંબંધી.

૧. વિદ્યા અને નીતિ શિખવવાની બાબતમાં પુત્ર અને શિષ્યને લાડ લડાવવાં નહીં.

૨. પુત્ર અને શિષ્યને જે વાત કહેવામાં આવે તે તે સમજે તેવી રીતે કહેવી.

૩. પુત્ર અને શિષ્યનાં વખાણુ તેના સાંભળતાં કદી કરવાં નહીં.

૪. પુત્ર અને શિષ્યની શરીર સંપત્તિ જેમ બને તેમ સારી રહે ને હમ્મેશાં વધે તે ઉપર ખાસ ધ્યાન આપવું.

૫. પુત્ર અને શિષ્યને રોજ મારવા નહીં.

૬. પુત્ર અને શિષ્ય કંઇ ગુન્હો કરે ને પછી તે કબૂલ કરે તથા તે ગુન્હા માટે તેને ખરો પશ્ચત્તાપ થયો હોય તો તેને બીજી કોઈ પ્રકારની શિક્ષા કરવી નહીં.

## ૧૦. મિત્ર પ્રત્યે વર્તણુક સંબંધી.

૧. જે મ્હોડે બોલવામાં મીઠો હોય, પણ મનમાં કપટ રાખતો હોય, અને જે ભટકતો તથા કેફી હોય એવા માણસ સાથે કદી પ્રીતિ બાંધવી નહીં, અને તેવા માણસ ઉપર વિશ્વાસ પણ રાખવો નહીં.

૨. જે સોબતી સાથે એકવાર દુશ્મનાઈ થઈ હોય તેની સાથે ફરીથી પ્રીતિ બાંધવીજ નહીં, અને કદાપિ જો તેવો પ્રસંગ આવી પડે તો તેની સાથે ઘણી સાવચેતીથી વર્તવું.

૩. સામા માણસનું મન બરોબર પારખ્યા વગર છુપી અને ખાનગી વાત તેને કહેવી નહીં.

૪. મિત્ર સાથે કોઇપણ કામમાં વાદ કરવો નહીં.

૫. મિત્રની સાથે લેણદેણનો વ્યવહાર રાખવો નહીં.

૬. મિત્ર નારાજ થશે એવી ધાસ્તી ન રા-

ખતાં ખરી અને તેના હિતની વાત તેને કહેવાની ફરજ સમજવી.

૭. સ્નેહ કરવો તો સરખે સરખામાં કરવો.

૮. બાંધેલી પ્રીતિમાં વધારો કરવા અ-થવા કંઈ નહીં તો તે કાયમ રાખવા સારૂ સ્નેહી સાથે પત્રવ્યવહાર રાખવો.

૯. આપણા શેઠ કે ધણીના શત્રુની સાથે મિત્રાચારી રાખવી નહીં.

૧૦. આપણા શેઠને અથવા મિત્રને કંઇ વાત કહેવામાં આવે તો તે સારી અને ઉચિત કરે તેવી હોવી જોઇએ.

૧૧. સ્નેહી સાથે તોછડાઇથી વાત ન કરવી, પણ તેનું માન રાખીને વાત કરવી.

૧૨. કંઈ કારણસર સ્નેહી પાસે કંઇ વસ્તુ માગવાની જરૂર પડે તો તેનું મન ખુશીમાં હોય તેવી વેળાએ માગવી.

૧૩. મિત્રાચારી વખતે કહેલી છાની વાત દોસ્તી તુટે તો પણ બીજાને કહેવી નહીં.

૧૪. પૈસાના ઘણા લોભી મિત્રનો દ્રવ્યના સંબંધમાં વિશ્વાસ રાખવો નહીં.

---

## ૧૧. બીજા લોકપ્રત્યે વર્તણુક સંબંધી.

૧. આપણાથી મોટા હોય તેમની સાથે તેમજ મિત્ર વગેરે સાથે નમ્રપણાથી વર્તવું.

૨. પ્રસંગોપાત કોઇ પક્ષ સ્વીકારવાની જરૂર પડે તો ખરાનો પક્ષ લેવો.

૩. સારી વાત હોય તો તે નાના માણસની પણ સાંભળવી.

૪. ધર્મ સંબધી વાદ કરવો નહીં.

૫. મશ્કરી ઠઠ્ઠામાં પણ જુઠું બોલવું નહીં.

૬. કોઇનો પણ કદી વિશ્વાસઘાત કરવો નહીં

૭. આસપાસ કોઇ બહારનો માણસ નથી

એવી પછી ખાતરી કરી હાડેજ છાની વાત હોય તે કરવી.

૮. છાની વાત રાતે કરવીજ નહીં. કહેવત છે કે વાત ન કરવી વાટે ને વાત ન કરવી રાતે; પરંતુ રાતે તેવી વાત કરવાની જરૂર પડે તો બીજા કોઇ જાણી શકે નહીં તેવો પાકો બંદોબસ્ત રાખીને કરવી.

૯. પારકાનાં ષણ સંબંધી કંઇ પણ વાત કરવી નહીં.

૧૦. છોકરાંની લડાઈ ઉપરથી મોટાઓ સાથે બોલાચાલી કરવી નહીં.

૧૧. ફક્ત બીજાના કહેવા ઉપરથી કોઈ સાથે દ્વેષ કરવો નહીં.

૧૨. શત્રુના મીઠા બોલવા ઉપર ભરોસો રાખવો નહીં.

૧૩. આપણાં છોકરાંઓ આગળ અને

ઘરનાં માણુસો આગળ નઠારા શબ્દોનો ઉચ્ચાર સરખો કરવો નહીં.

૧૪. દુષ્ટ અને દુરાચારી લોકો સાથે સ્નેહ બાંધવો નહીં.

૧૫. આંધળાં પાંગળાં વગેરે દયા ઉત્પન્ન કરે તેવાં ખોડવાળાં માણુસોને તેમની ખોડ માટે હસવું નહીં.

૧૬. લોકો આપણાં વખાણુ કરે તો તેથી ફુલાઇ ન જતાં વિચારપૂર્વક આપણી રહેણી રાખવી.

૧૭. અનધિકારી માણુસે પૂછેલી વાતનો તેને ઉત્તર આપવો નહીં.

૧૮. કારણુ વગર કોઇને ઘેર જવું નહીં.

૧૯. કોઇ પણુ પ્રકારનો કાગળ કોઇને લખી આપવાની જરૂર પડે તો તેની નકલ આપણી પાસે બનતા સૂધી રાખવી.

૨૦. આપણાથી બને તેટલે દરજ્જે બીજાના ગુણુનાં વખાણુ કરવાં.

૨૧. કોઇને પણ કોઇપણ પ્રકારનું વચન આપવામાં આવે તો તે વિચારીને અને તેનું કંઇ સારૂં પરિણામ થાય તેવા પ્રકારનું આપવું.

૨૨. આપણા કરતાં મોટા ગૃહસ્થને ઘેર આપણી મરજીવિરૂદ્ધ કંઇ મત આપવાનો પ્રસંગ આવી પડે તો મૂગા બેસી રહેવું.

૨૩. મોટા અધિકારીને અથવા શ્રીમંતને મળવા જવું પડે તો તે પહેલાં તેમના નોકર મારફત ખબર આપ્યા પછી તેમની પાસે જવું.

૨૪. ત્રાહિત માણુસનો ન્યાય ચુકવવાનું કામ આપણી પાસે આવે તો પક્ષપાત કીધા વગર તે ચુકવવો.

૨૫. આપણા સ્વાર્થની ખાતર કદી પણ સામા માણુસનું નુકસાન કરવું નહીં.

૨૬. પરગામ જઇ રહેવાનું થાય તો ત્યાંના ગડબડિયા લોકનું મન મેળવી લેવું.

૨૭. કોઇ પણ માણસનો પક્ષ લઇને પારકી લડાઇ હોરવી નહીં.

૨૮. આપણા કરતાં મોટા માણસના લવાદ તરીકે આપણે કદી કામ કરવું નહીં.

૨૯. પારકા માણસની રૂબરૂમાં છાનો કાગળ કદી લખવો નહીં.

૩૦. આપણે બેઠા હોઇએ ને બીજો કોઈ કાગળ લખતો હોય તો તે વાંચવો નહીં.

૩૧. આપણે બીજા કોઇને ઘેર ગયા હોઇએ ત્યારે ત્યાં પારકો કાગળ અગાડી પડયો હોય તોપણ તે વાંચવો નહીં.

૩૨. આપણે કંઈ બોલ્યા હોઇએ તે ઉપરથી તકરાર ઉઠે અને વાત વધી પડે તેવો પ્રસંગ આવે તો તેવું બોલેલું આપણે પાછું ખેંચી લેવું.

૩૩. આપણે ઘેર કોઇ આવે તો તેની યોગ્યતા પ્રમાણે તેનો સત્કાર કરવો.

૩૪. આપણે જાણતા હોઇએ તેવી કંઈ વાત

કોઈ માણસ હાંસમાંને હાંસમાં આપણને કહે-વા જાય તો તે શાન્તચિત્તથી સાંભળી લેવી.

૩૫. મ્હોડે ઘણું મીઠું બોલનાર માણસ સાથે ઘણી સાવચેતીથી વર્તવું.

૩૬. આપણે કોઈની મશ્કરી કરી હોય અને પછી તેનો લાગ ફાવે ત્યારે તે આપણી મશ્કરી કરે તો ગુસ્સો લગાડવો નહીં.

૩૭. લોકો આપણી સાથે અમુક રીતે વર્તે એવી ઈચ્છા આપણે રાખીએ તો તેવી રીતે પહેલાં આપણે તેમની સાથે વર્તવું જોઇએ.

૩૮. ઘણા ક્રોધી તથા ઘણા અભિમાની પુરૂષ સાથે વધારે બોલવાનો પ્રસંગ આવવા દેવો નહીં.

૩૯. બીજાઓની નિંદા કરતો હોય અથવા ચાડી ખાતો હોય તેવા માણસના દેખતાં આપણી છાની વાત કદી કરવી નહીં.

૪૦. આપણા ઉપર કીધેલા ઉપકારનો બદલો વાળવાનું જરૂર મનમાં રાખવું.

૪૧. કંઈ કામ માટે ભલામણનો કાગળ આપવો પડે તો તેનું માન રાખે એવા માણસ ઉપરજ લખી આપવો.

૪૨. કોઇ માણસનો હાથ સંકડામણમાં આવી પડયો હોય ને પૈસા સંબંધી ભીડમાં આવી પડયો હોય, તો તેની અને આપણી ગુંજાસ તપાસીને તેને તેમાંથી છુટો કરવામાં મદદ કરવી.

૪૩. કોઈને કંઇ અધિકાર આપવામાં આવે તો તેની યોગ્યતા જોઈ વિચારીને આપવો.

૪૪. કોઈ માણુસ કોઇની ભલામણ કરવા આપણી પાસે આવ્યો હોય, ને જેની ભલામણ તે કરતો હોય તેનામાં કોઈ બાબતનું દૂષણ છે એવી આપણી ખાતરી હોય તો તે ભલામણ કરવા આવેલા માણુસના દેખતાંજ તરત તેની નિંદા કરવી નહીં.

૪૫. નવા માણસપર એકદમ ભરોસો રાખવો નહીં.

૪૬. જેની સોબતમાંથી છૂટવું હોય તેને થોડા પૈસા અથવા થોડી કિમ્મતની કંઇ વસ્તુઓ ઉછીની આપવી અને ઘણી સખતાઇ કરી લેની ઉઘરાણી રાખવી નહીં.

૪૭. શ્રીમંત પુરૂષ આગળ કંઇ બોલવું થાય તો તેના મતની વિરૂદ્ધ કંઈ બોલવું નહીં.

૪૮. કોઇની સાથે ભાગમાં કંઇ કામ કરવાનો વિચાર થાય તો તે સંબંધી તેની સાથે સ્પષ્ટ રીતે ઠરાવ કરવો.

૪૯. ચાકર, મજુર, દુધવાળી, દળણાવાળી વગેરે લોકોને પૈસા આપવાના હોય તો આપણી પાસે થોડા બાકી દેવા રાખીને આપવા.

## ૧૨. સભા અથવા મેળાવડામાં રાખવાની વર્તણુક સંબંધી.

૧. આપણામાં કહેવત છે કે 'બેસવું જોઈ કે ઉઠાડે નહીં કોઇ' તે પ્રમાણે કોઇ સભામાં કે

જમવા વગેરે કામ માટે ગયા હોઇએ ત્યાં એવી જગ્યા જોઈ બેસવું કે જ્યાંથી કોઇ ઉઠવાનું કહે નહીં.

૨. સભામાં અથવા મોટા જાહેર મેળાવડામાં ઓડકાર ખાવા પડે અથવા બગાસાં આવે તો તે જેમ બને તેમ ધીમેથી ખાવાને બનતાં સૂધી સામા માણુસના જાણુવામાં ન આવવા દેવાં.

૩. સભા અથવા મોટા જાહેર મેળાવડામાં કંઈ હસવા જેવી વાત આવે તો તે વેળાએ ધીમેથી હસવું.

૪. જે સમાજમાં આપણુને ભાષણ કરવાની જરૂર લાગે તે સમાજ જે મતને ઘણે ભાગે અનુસરે તેવા પ્રકારનું ત્યાં ભાષણ કરવું.

૫. કોઇ મેળાવડા કે સભામાં ભાષણ, વ્યાખ્યાન, હરિકીર્તન વગેરે ચાલતું હોય તે વખતે પાસે બેઠેલા માણુસો સાથે વાતો કરવી નહીં.

## ૧૩. ભાષણ તથા વાતચિત સંબંધી.

૧. સભા અથવા બીજી કોઇ જગ્યાએ બોલવાની જરૂર પડે ત્યારે બીજો કોઇ બોલતો હોય તો તેની વચ્ચે આપણે બોલવું નહીં.

૨. ચાડીઆ કે મૂર્ખ માણુસ પાસે હોય તો કંઈ વાત મ્હોં બહાર કાઢવી નહીં.

૩. હસતાં હસતાં ભાષણ કરવું નહીં, અને કંઇ બોલવા માંડયું હોય તો તેમાં શરમાવું નહીં.

૪. વિદ્યા, વય અથવા અધિકારની બાબતમાં મોટા હોય તેવા પુરૂષ આગળ ભાષણ કરવું તો નમ્રપણાથી કરવું.

૫. સરખે સરખા આગળ ભાષણ કરવું તેમાં સામાનું માન જાળવીને સભ્યતાથી બોલવું.

૬. ગમે ત્યાં પણ ભાષણ કરવું તે સાંભળનારા ખોટું કહે એવું કરવું નહીં.

૭. પરિણામે હાનિકારક હોય તેવું પણ ભાષણ કરવું નહી.

૮. નઠારા શબ્દ આપણા મ્હોંમાંથી કદી કાઢવા નહીં, છતાં ક્રોધ, ગુસ્સો વગેરે કારણને લીધે તેવા શબ્દ બોલવાનો પ્રસંગ આવી જાય તો મનમાં ૧ થી ૧૦ સુધી બોલ્યા પછી તેવા શબ્દ મ્હોંમાંથી કાઢવા.

૯. રાજા, શ્રીમંત, બાળક, વૃદ્ધ, વિદ્વાન, સ્ત્રી, મૂર્ખ, અને ગુરૂ એમની અગાડી વાદ થાય તેવા પ્રકારનો ઉત્તર આપવો નહીં, ને એમની સાથે વાદ કરવો નહીં.

૧૦. પોતાની જાતી અનુભવ વગર કોઇ પણ વાતની કદી ખાત્રી આપવી નહીં.

૧૧. મુર્ખ અને અવિચારી માણસ આગળ બોધની વાત કરવી નહીં.

૧૨. આપણા કરતાં મોટાં માણસ એક બીજા સાથે વાત કરતાં હોય તો આપણે વચમાં બોલવું નહીં.

૧૩. સામાના પૂછ્યા શિવાય આપણે કોઇ વાત કહેવી નહીં

૧૪. કોઈ પણ વખત કંઈ આચરણ કરવું કે બોલવું તે બનતા સૂધી આધારવાળું હોવું જોઇએ.

૧૫. 'હોઠ બહાર તે કોટ બહાર' એ હમેશાં યાદ રાખવું.

---

## ૧૪. વસ્તુ સંબંધી.

૧. બનતાં સૂધી સામાની વસ્તુ વાપરવી નહીં.

૨. લોકની પાસે માગી લાવેલી જણસ તેને કબુલ કરેલે વખતે પહોંચતી કરવી.

૩. લોકની વસ્તુ માગી લાવવાની આપણને જરૂર પડે, તો તેને જેટલી મુદતમાં પાછી આપવાની આપણને ખાત્રી હોય તે કરતાં બમણી મુદત તેના માલિકને કહેવી.

૫. મિત્રની કંઈ ચીજ અડચણને લીધે

લાવેલા હોઇએ તો તેને કાળજી રાખી સાચ-
વવી; પરંતુ કદાપિ તે ખરાબ થઇ કે
બગડી તો તે મિત્રને જણાવ્યા પહેલાં સમી
કરાવીને આપવી.

૬. એકાદ પુસ્તક, લુગડું, કે કોઇપણ
ચીજ લોક પાસેથી આપણા કામ માટે
લાવવામાં આવે તો તેના ધણીની સમક્ષ
તે બરોબર તપાસીને લાવવી.

૭. બીજાને આપેલી વસ્તુ તે પાછી લાવે
ત્યારે તેની સમક્ષ તે બરોબર તપાસીને લેવી.

૮. કંઇ અડચણને લીધે આપણાં પુસ્તક
વગેરે વસ્તુઓ પારકાને ઘેર મૂકવાની જરૂર
પડે તો તેના વિષયથી માહિતગાર હોય તેવા
માણસને ઘેર તે મૂકવી નહીં, કારણ કે તે
પાછી મેળવવાની પંચાત પડે છે.

૯. વીણા, મૃદંગ, સિતાર ઇત્યાદિ વગા-
ડવાનો સાજ ગવૈયાને ત્યાં અથવા તે વગાડ-
વાનો શોખ રાખનારને ઘેર મૂકવો નહીં.

## ૧૫. વેપાર સંબંધી

૧. વેપાર કરવો તો માલની આપલેનો કરવો—સટ્ટો કરવો નહીં.

૨. વ્યાજનો ધંધો કરવામાં આવે તો થોડા વ્યાજનો ધંધો કરવો.

૩. વેપારમાં અને જમવામાં શરમ રાખવી નહીં.

૪. એકાદ વસ્તુ ખરીદ કરવાની હોય તો જેની પાસેથી લેવાની હોય તેની યોગ્યતા જોઈ લેવી-તે માણસ કેવો છે તેની ખાતરી કરીને લેવી.

૫. બજાર ભાવ કરતાં ઘણી સસ્તી મળતી હોય તે વસ્તુ ખરીદ કરવી નહીં.

૬. કોઈપણ વસ્તુ ખરીદવાની જરૂર પડે તો ચાર પાંચ જગ્યાએ તેનો ભાવ પૂછીને લેવી.

૭. સોના રૂપાની જણુસ ઘરેણે રાખવામાં આવે અથવા ખરીદ કરવામાં આવે તો ગુપ્ત

રીતે તે ન હેતાં સારી ચોકસી કરીને રાખવી.

૮. કેટલાંક વેપારી માત્ર મ્હોડે મીઠા-બોલા હોય છે, માટે તેમની પાસેથી કદી ઉધાર માલ લાવવો નહીં.

૯. અમુક વસ્તુ પછવાડેથી મોંઘી મળશે તેવી ખાસ્તીથી તે હાથમાં આવ્યા વગર અગાઉથી તેના પૈસા આપવા નહીં.

૧૦. વેપારીને ત્યાં ખાતું રાખવાનો પ્રસંગ આવે તો હાથદસ્કતનું રાખવું.

૧૧. કોઇ પણ વસ્તુ આપણને ખરીદ કરવાની જરૂર હોય તો આપણા કરતાં શ્રીમંત પુરૂષની મારફત તે લેવી નહીં.

૧૨. બીજા માણસ પાસેથી ઉછીના કે થોડે વ્યાજે રૂપિયા લાવીને વધારે વ્યાજ મેળવીશું એવી આશા રાખી વેપાર ખેડવો નહીં.

## ૧૬. પૈસા સબંધી.

૧. આપણે પોતાને હાથે આપણા પૈસા ખરચ્યા હોય તો તેની નોંધ રાખવી.

૨. લુગડાલત્તામાં ઘણા પૈસા ખરચવા નહીં

૩. આપણી આવક કરતાં જાસ્તી ખરચ રાખવો નહીં. આવકનો એક તૃતિયાંશ અગર વધારેમાં વધારે અર્ધો ભાગ ખરચવો.

૪. આવકના પ્રમાણમાં રોજ થોડું પણ બચાવવું.

૫. બીજાને પૈસા આપવામાં આવે તે કાગળપર કે ચોપડીમાં લખ્યા પછી આપવા.

૬. બીજા પાસે પૈસા લેવામાં આવે તો પહેલાં હાથમાં લઈ પછી જમે કરવા.

૭. જે વસ્તુનો આપણે કંઈ ઉપયોગ કરવાના નથી તે ગમે તેટલી સસ્તી હોય તોપણ ખરીદ કરવી નહીં.

૮. 'બક્ષીસ લાખની પણ હિસાબ કોડી-ના' એવો નિયમ પૈસાની આપલેમાં રાખવો.

૯. ચાકર વગેરે માણુસોને અગાઉથી પૈસા આપવા નહીં.

૧૦. ચાકર વગેરેને પૈસા આપવામાં આવે તો તે થોડા થોડા આપી તે સંબંધી આપણા હાથની નોંધ કરીને તેને આપ-વાની રીત રાખવી.

૧૧ સસ્તો માલ મળશે એવું ધારીને કોઇને ખાતરી વગર અગાઉથી તેના પૈસા આપવા નહીં.

૧૨ શ્રીમંત અથવા ગરીબ દરેક મા-ણુસે સાધારણ રીતે રોજ અને વિશેષ કરીને લગ્ન વગેરે પ્રસંગ ઉપર પોતપોતાના ગજા પ્રમાણે ખરચ કરવો.

૧૩. એક વખત ખરચ કરવાનો હોય તેના કરતાં કાયમનો ખરચ લાગુ પડે તેવું હોય તેમાં વિચાર કરવો.

૧૪. એકજ માણુસને નાણાની મોટી રકમ ધીરવાને બદલે થોડાં થોડી ઘણાને ધીરવાનો રિવાજ રાખવો.

૧૫. વેપારીએ એક માણુસ કરતાં વધારેની સાથે લેણદેણ રાખવું; ને પૈસાની જરૂર ન હોય ને નાણું ઘરમાં પડી રહેવાથી વ્યાજમાં નુકસાન થાય તેવું હોય તોપણ વખત બે વખત બીજા પાસેથી રૂપિયા મંગાવવાનો રિવાજ રાખવો.

## ૧૭. કરજ સંબંધી.

૧. કરજ કરવાની જરૂર પડે તો હલકા માણુસનું કરજ કરવું નહીં.

૨. રૂપિયા કરજે લેવાની જરૂર પડે તો હલકા માણુસનું કરજ કરવું નહીં.

૩. રૂપિયાની જરૂર પડે તો આપણી જણસ ગીરે મૂકવી નહીં, પણ વેચી નાંખવી.

૪. કોઇના જામીન કદી થવું નહીં.

૫. કરજ કરીને દાગીના કદી બનાવવા નહીં.

૬. ઘણા માણસનું થોડું થોડું દેવું રાખવાને બદલે એકનું દેવું વધારે રહે એ બહેતર છે.

---

## ૧૮. પ્રવાસ સંબંધી.

૧. પરગામ જતી વેળાએ ઓળખાણ વાળાની અને આપણા કરતાં કંઈક મજબુત અને સાવધ હોય તેવાની સોબત કરવી.

૨. રાત્રે મુસાફરી કરવી નહીં, ને તેવી જરૂરજ પડે તો નિદાન એકલાએ તો જવું નહીંજ.

૩. મુકામ કરવો તો કંઇક દહાડો બાકી રહેલ હોય ત્યારે કરવો.

૪. મુકામ ઉઠાવી જતી વેળાએ કંઈ રહ્યું સહ્યું તપાસીને જોવું.

૫. નાસ્તો કરવાને રસ્તામાં ઉતરવાનું થાય તો રસ્તાથી થોડેક દૂર એક બાજુએ ઉતરવું.

૬. ઘણું ખરૂં ચોમાસામાં પ્રવાસે જવું નહીં.

૭. પ્રવાસમાં નીકળતી વેળાએ આપણી સાથે લીધેલી વસ્તુની નોંધ કરી લેવી.

૮. પ્રવાસમાં થોડું ભાથું ને દોરીલોટો અવશ્ય જોડે રાખવાં.

૯. જે ચીજ વગર પ્રવાસમાં આપણે અટકી પડીએ તેવી ચીજ રાખવા વિસરવું નહીં.

૧૦. પ્રવાસમાં કિમતી દાગીના શરીરપર રાખવા નહીં.

૧૧. પ્રવાસમાં માથું ઉઘાડું રાખવું નહીં.

૧૨. ગામ જતાં ચાકર વગર જુદે ઠેકાણે રાજે ઠેરવી જવો નહીં.

૧૩. ગામ જવાને માટે મફત (મિત્રનું કે પારકાનું) વાહન લઈ જવું નહીં.

૧૪. આગગાડીમાં કે ગાડીમાં પ્રવાસ કરવામાં આવે તો તેના પાછલા ભાગ તરફ મ્હોં રાખી બેસવું.

૧૫. પ્રવાસમાં ગાડીઘોડા વગેરે ભાડે કરવાં તે ઓળખાણુ વગરનાનાં કરવાં નહીં. ભાડે લાવનારનું નામઠામ પૂછી રાખવું.

૧૬. પ્રવાસથી ઘેર આવતાં રાત પડે તો ગાડીમાંનો સામાન કાઢયા પછી તે સઘળો તપાસી ગાડીમાં હાથ ફેરવી જોવો ને પછી ગાડીવાળાને રજા આપવી.

૧૭. ગાડીઘોડા ભાડે કરવામાં બાનું આપવું પડે તો ભાડું કરનારની જણુસ (ગાડીવાળાનું જોતર, ઘોડાવાળાનો તોબરો વગેરે) આપણે ત્યાં રાખ્યા વગર આપવું નહીં.

૧૮. આગગાડીમાં બેસવું થાય તો બારી તરફના પાટિયાપર બેસવું.

૧૯. આગગાડીમાંથી ઉતરવાના વખત અગાઉ એક ઘડી પહેલાં આપણો સઘળો સામાન એકઠો કરી તૈયાર રહેવું.

૨૦. કાદવમાં કેટલીક વાર કાંટા હોય છે માટે તે ભોંકાય નહીં ને જણાઈ આવે તેટલા માટે કાદવમાં ચાલતાં પગ હળવેથી અંદર મૂકવો.

૨૧. આપણે પ્રવાસમાં પૂરતા હોઈએ ત્યારે ઘેર આપણા વડિલ વગેરે માણસો હોય તેમના ઉપર વખતો વખત પત્ર લખવાનું રાખવું.

૨૨. આડો રસ્તો ટુંકો હોય તોપણ તે રસ્તે જવું નહીં.

૨૩. ચોમાસાંમાં ભીંતની અડોઅડ ચાલવું નહીં.

૨૪. જંગલમાં ચાલતા હોઈએ ને પુષ્કળ વરસાદ પડતો હોય તો ઝાડની નીચે આશ્રય માટે બેસવું નહીં.

૨૫. ઘણો શ્રમ કરવાને લીધે બફારો થયો હોય તો તે લુંછી નાંખી થોડી વાર પછી ન્હાવું.



